श्री



श्री कवित कदम्ब भा

लेखक तथा

वैद्य उमाशंक

॥ वीरमगाम मा

तथा

मोहनलाल बापुजी प ...शंकर

आसि मास्तर मेइन स्कूल, विर... (हाल अमदावाद)

श्लोक.

शुद्धां ब्रह्मविचार सार परमां माध्यां जगद्व्यापिनीं
वीणा पुस्तक धारणीमभयदां जाड्यान्धकारापहाम्
हस्ते स्फाटीकमालिकां विदधती पद्मासने संस्थि
वन्देताम् परमेश्वरी भगवती बुद्धि मदां शारदाम् ।

संवत् १९७२, आवृति २ जी, प्रत ५००. इ. स. १९



અ હદાવાદ
ખાડીઆમા હિતેચ્છુ પ્રેસ ...પ્રસાદ પી. મહેતાએ છાપ્યું.
કીં. ... ૦.

ા.

## ૧ર વેદ સ્વરૂપ વાડયો દોહા.

જજુર વેદ

હરનિશ પર ઉપકાર,
પાવત શાંન્ત આચાર:
ાં કરત શંભુ ઉપાસ,
નિકસત સરસ સુવાસ.

ઋગ વેદ.

ાલ દ : નામ તેહુનો નાશ,
નગર શૃદ્ધિ ાસિ કિર્તી પામો ઉજાશ;
જીવ અનાદિ કે માયા ભ્રમણ પ્રતાપ,
ઉમા સદાશિવ ધ્યા... હરનિશ જપિઓં જાપ.

॥ ૩ ॥ સામ વેદ.

ાન ભવ્ય નિજ શરિરહી પંચ તત્વ સુખ ચાહિ,
ા જયાં હરિ રાધિકા તાલ મૃદંગ સુનાહિ;
ેનચર એહિ નગરમેં તિન ગુન યામેં શોધ,
સદાશિવ શરનલહિ લિનો સર્વ સુબોધ.

॥ ૪ ॥ અથર વેદ.

રેવંત મનકો માનીએ જીવતાકો અશ્વાર,
વાસનાકો સમુદ્ર ભર્યો કેસેં ઉતરી પાર;
શંકા તજી અંતર બિશે નિમ સહિત સતસંગ,
કર ગ્રહિ ક્ષમા ખડગકો ચંત ભગ્તી કો રંગ;
રશ લાગત જયું ભોગિકો સે જોગી કમાઇ,
ઉમા એક નિજ ...પમેં ... ...ુ આપ સમાઈ.

# જાહેરાત.

શ્રી "માધવ ઔષધાલય"માં શ્રી દત્તાત્રેય પંડળ નામના પ્રાચિન ગૃંથ મુજબ તથા હારીત સંહિતાના આધાર વરે, દરેક માત્રાઓ બનાવવામાં આવે છે; અમારે ત્યાં પ્રથમ નિદાન કરી પછી ચિકતસા કરવાનો નિયમ છે. ફિ વગર નિદાન થશે નહીં. રશાયણી પ્રયોગો તથા વનસ્પતિ અને કાષ્ટાક ઉપાયોથી બેહાળો જથાબંધ માલ મલે છે. જેમણે મંગાવવા ઇચ્છા હેય, તો નીચેના સીરનામે લખશો. દરક ધાતુઓ, દરેક રશ, દરેક ચુર્ણ અવલેહ, મુરબ્બા વીગેરે વાજબી ભાવે મલ... ટપેટ કાગલ લેવામાં આવશે નહીં. અમારા પાસે રોગ ...નું નિરાકરણ કરવા માટે કાળચક્ર જોવાય છે. એથી રોગને વધઘટ થવાનુ શાક્ષાત કારણ બતાવવામાં આવે છે. તેમજ દરેક ઔષધ કલ્પ છે. એટલે મંત્ર વગર ઔષધ નથી અને ઔષધ મંત્ર નથી. કેટલાક કલ્પ મંત્રોના પ્રશ્નથી સીદ્ધ કરે... ..

તારીખ     સદર     મુ. અમદાવાદ.

**વૈદ ઉમાશંકર માધવજી જાની,**

ઠેકાણું વીરમગામ સોનીની ફલી,

તથા

**અમદાવાદ કાલુપર હાજીઅસદની પોળમાં,**

**મીસ્ત્રી રવીકરણભાઇના ઘરે.**

---

*આ પુસ્તક મરહુમ માહારાજા અજીતસીંહજીના રાજ્ય સમયે લખાઇને સ્વસ્થાન ધ્રાગધરા શ્રી માહારાજા ધનસ્યામસીંહજીના રાજ્ય સમયે મુદ્રાલય થયું છે.

શ્રી.

# अर्पण पत्रिका.

નામદાર મહેરબાન સાહેબ

કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી

દેસાઇશ્રી વીરમગામ.

વિનંતી કે, આપના પુણ્ય પ્રતાપાલી સુર્ય કીરણ સમાન જશની વિખ્યાતિ સાંભલીને આ કવિત કદમ્બ ભાગ બીજો તથા ત્રીજો મારી યથામતિ અનુસાર, રચી આપ સાહેબના હસ્તમાં અર્પણ કરૂંછું તેનો ) સ્વીકાર કરશો. એજ વિનંતિ.

---

આશીર્વાદ, દેવધુનિ નામ બહિર્લાપિકા, અંતર્લાપિકા.

ભકતની ભાવાના વિષ્ણુ પ્રત્યે, અને કવિની ભાવના સાહિત્ય વિલાસી દરબાર પ્રત્યે.

( કવિત એકત્રીસું—વર્ણ મેળ. )

લાવ ભાવ હાવ હેલા, રાજસુ લક્ષ્મી અપાર;
લલિત લીલા ગોવિંદ, યજ્ઞ દાન કીર્તિકો.
સિલ સંતોષ પાવત, સિવાપતિ ગાવે ગુન;
હરિ હજાર નામપેં, હરદમ રતિકો.
જીનકે અપાર જશ, જીવિત સુધાર્યો આપ;
કહે ઉમા નાથ આજ, મોહન મેં પ્રીતિકો.
વિપુલામેં જામો જશ, રેન દિન સુખી રહો;
धनपत धरणीपति, शतं जीव नीतिको.

અર્થ ચમત્કૃતિ-નાયિકાના ભાવ પાંચ પ્રકારના છે, તે વિષે આ કવિતામાં પાદપૂર્તિ આપી છે.

લાવ, ભાવ, હાવ હેલા અને લીલા એ અદ્ભુત રચના ગોવિંદે કરવાથી યજ્ઞ અને દાનની કીર્તિનો સ્થાયીભાવ પ્રદર્શિત કર્યો છે, તેથી શીલ અને સંતોષ પામ્યા થકા પાર્વતીપતિ મહાદેવજી વિષ્ણુની ભકિત કરે છે; એવા સહસ્રાભિધાનયુકત શ્રી વિષ્ણુ પરમાત્માની ભકિતમાં સદૈવ આપ લીન થાઓ. વળી જેના અતીવ યશ છે; અને જેને ભકતોના જીવન સુધાર્યાં છે; એવા શ્રી કૃષ્ણ, પરમાત્માની પેઠે આપ આજ અમોને આશ્રય આપો. વળી અમો ઇચ્છીએ છીએ કે આપની કીર્તિ અત્યંત પ્રસરો, આપ નિશદિન સુખી રહી આનંદયુકત જીવન વ્યતીત કરો; તેમજ વિશેષ ધનવંત અને જાગીરદાર બની નીતિનાં કાર્યો કરવા શત વર્ષથી પણ વધુ આયુષ્ય ભોગવો એવી પ્રભુ પ્રત્યે વિનતિ કરતા

અમો છીએ સેવકો

વૈદ્ય ઉમાશંકર માધવજી જાની

તથા

મોહનલાલ બાપુજી પટેલ.



# भूमिका.



આ પુસ્તકનું નામ "કવિત કદમ્બ" આપવામાં આવ્યું છે; તેથી પુસ્તકનો અર્થ સૂચિતજ છે. આ પુસ્તકની પહેલાં એજ નામનો પ્રથમ ભાગ બહાર પડતાંજ તેનો સારો ઉઠાવ થવાથી પ્રયાસ ફળિભૂત થયો છે; જાણી આનંદ થાય છે; અને તેથીજ આ બે ભાગો એકત્ર લખવા આકાંક્ષા જાગ્રત થતાં તેજ પુસ્તકનો બીજો અને ત્રીજો ભાગ બહાર પાડવા ઇચ્છયું છે.

સદરહુ પુસ્તકમાંની કવિતાની રચના પ્રાકૃત છે; જેથી શબ્દોનો પ્રયોગ પ્રાકૃતમાં હોવાથી ગ્રામ્ય જણાશે; તેમજ માત્રા, ગણ અને પ્રાસ વગેરે પીંગળનાં માપ મેળવવાનો પ્રયાસ હોવાથી જોડણીના દોષો પણ કિંચિત્ જણાશે. તો વાંચકવૃંદ તેવા દોષો લક્ષમાં નહિ લેતાં થએલા દોષો માટે ક્ષમા આપ એવી આશા રાખીએ છીએ.

કેટલેક સ્થળે જોડણીના દોષો કાઢી નાંખવા પ્રયાસ કરતાં માત્રાની ગણનામાં તફાવત ન પડે માટે હ્રસ્વનો દીર્ઘ બતાવવા અને દીર્ઘનો હ્રસ્વ બતાવવા તે અક્ષર ઉપર આડી (–) આવી લીટી કરી છે.

આ પુસ્તકમાં ઇશ્વર પ્રત્યેનો અલૌકિક પ્રેમ ભક્તિરૂપે વર્ણવ્યો છે, તેમજ કેટલાક નીતિ વિષયક છપ્પાઓ તથા અન્યોક્તિનાં કવિતો આલંકારિક વાણીમાં કથવાનો પ્રયત્ન કર્યો છે. તેની સાથે શરૂઆતમાં કેટલાક પિંગળના નિયમો, તથા વ્યંગ, ધ્વનિ, લક્ષણા, વૃત્તિ વગેરેનાં સ્વરૂપ કેવી રીતે જાણી શકાય, તે સંબંધી સાહિત્યવિષયક ચર્ચા પણ શકત્યનુસાર આપવા પ્રયાસ કર્યો છે. વળી અઘરા શબ્દોના અર્થો અને જરૂર જણાઇ છે ત્યાં વિશેષ સ્પષ્ટીકરણ પણ કર્યું છે. જેથી વિદ્વજ્જનો

તેનો રસ લઈ ઉત્સાહિત થશે, તો અમારો આ અલ્પ પ્રયાસ સફળ થયો માનીશું.

અંતે વાચકવૃંદને નમ્ર વિજ્ઞપ્તિ કરીએ છીએ, કે આ પુસ્તકમાં કાંઇ સાહિત્ય દોષ જણાય તો તે દોષ લક્ષમાં ન લેતાં હંસ વૃત્તિ ધારણ કરી તે દોષો દૂર કરી દોષરહિત ભાગો યથાયોગ્ય જાણશે; અને દોષો અમને સૂચિત કરી યોગ્ય સુધારો કરવા જે સજ્જનો જણાવશે તે સજ્જનોનો અમે ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીશું.

સદરહુ પુસ્તકમાંનાં કવિતો સુધારવામાં વૈદકના માન્યવર ગુરૂ શ્રી રા. રા. કણાશંકર ગણેશજી રાવળ લીંમડીવાળાએ મદદ કરી છે તેથી તેઓશ્રીનો મોટો ઉપકાર માનવામાં આવે છે.

તા. ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૧૪, વીરમગામ.

વૈદ્ય ઉમાશંકર માધવજી જાની,
તથા
મોહનલાલ બાપુજી પટેલ.



॥ श्री गणेशाय-नमः ॥



## શ્રી મંગળાચરણ. (अ)

(દોહા.)

જય જય ગુરૂ નારાયન, કરૂં દંડવત્ આપ;
વિષ્નુ ચરણ હરિ ચિત્ત ધરી, રામ નામકો જાપ.
દિઓ સદ્મતિ શારદા, ધરિયે હૃદય સ્વરૂપ;
સરસ્વતી સત્ય પ્રતાપ, સુખ અરૂ[1] શાન્તિ [illegible] અનુપ.[2]
જય ગજાનન[3] રિદ્ધિ સિદ્ધ, કષ્ટ [illegible] ઉદ્[illegible]ર,
નામ વિનાયક[4] લાયક, ઉતરીં; પ્ર[illegible]ુ પાર.



## (ब) *અષ્ટગણ ફલાદેશ.

(છપ્પો-ચોપાયો.)

પ્રથમ મગણ ગણીજે, તીન ગુરુ કોમલ ઓહિ;
નગર નામ જ્યું નગણ, હૃસ્વ રહે લઘુ પદ સોહિ.
ભગણ લીખિ પ્રમાણ, ગુરુ એક અંતે લઘુ દોહિ;
યગણ લઘુ ગણી એક, ગુરુ યુગલ. સો સુખ હોઈ.
ચતુર ગણકી રચના કરે, ઉમા તાહિ શાન્તિ રહે;
મગણ, રગણ, સગણ સબહો, તગણ તત્વ કષ્ટહિ સહે.

---

अ—(૧) અરૂ=તથા. (૨) અનુપ=ઉપમા ન આપી શકાય તેવું; શ્રેષ્ઠ ઉત્તમ. (૩) ગજાનન=ગણપતિ. (૪) વિનાયક=ગણપતિ.

ब—* પિંગળના ગણોની રચના તથા ફલાદેશ સમજાવ્યો છે.

(છપ્પા – ચોપાયા વિષે.) (क)

ષટ્ પદ છપ્પોં બનાય, માત્રા મેળ રચના હુશ;[1]
લઘુ ગુરુ ગણુનાય, એકાદશ અરુ દ્વાદશ.
માત્રા મિલત બિચાર, ત્રયોદશ વિરામ અશ;
અંત પદ વૃત્તિ પ્રતિત, સાચી રીત પ્રબંધ રસ.
ઉદય ગુણ ગણ ગણંત, રચના લોકત્તર રચહિ;
ફલાદેશ સુખ ઉપજે, સુકવિ કર હિ બિચાર એહિ.

( સોરઠા )

વેદ પદ છન્નુ જોરી, જુગલ પદ છપ્પન શોભતે;
બાવન માત્રે પ્રાસ રચિત, છપ્પ ચોપાય ઇત.

## સાહિત્ય વિષયક.

( દોહા ) (ड)

ગુણ સહિત દુ!ષ રહિત, રમણીય શબ્દ સ્વરૂપ;
પુરન હોવે કાવ્ય રસ, કવિજન કવિતા રૂપ.
અદભુત્ વાકય રચે જહાં, અદભુત્ ઉપજત અર્થ;
રચના લોકત્તર વહાં, સો કવિ કાવ્ય સમર્થ.
રસ ઓર વ્યંગ પ્રધાન, અર્થ શબ્દ શુચિ હોય;
ઉક્ત યુક્ત ભૂષણ સહિત, કહત કાવ્યકી સોય.

---

क—પિંગળના છપ્પા ચોપાયા છંદમાં કેટલી માત્રા જોઇએ તેનું સ્વરૂપ તેજ વૃત્તમાં દર્શાવ્યું છે. છાપાના છ પદમા પ્રથમના ચાર પદમાં છન્નુ માત્રાઓ આવવી જોઇએ. તેમાં ૧૧, ૧૨, ૧૩ એવી રીતે પદની માત્રાઓનાં માપ આપ્યાં છે. ચાર પદ પછીના બે પદમાં છપ્પન માત્રા થાય છે. કોઇ કોઇ ઠેકાણે અપવાદ તરીકે બાવન માત્રા પણ આવે છે.

(૧) હુશ=અક્ષર.

(ड) કાવ્યની રચનાનાં ત્રણ સ્વરૂપ છે. (૧) કાવ્ય સ્વરૂપ, (૨) લોકનર રચના સ્વરૂપ. (૩) કાવ્યકી સોય સ્વરૂપ.

## કાવ્ય ચતુર્વિધિ કથન.

(દોહા) (૬)

સુની બાત જો પૂર્વકી, હોવત હૃદય પ્રકાશ;
તામેં વ્યંગ દેખાઇએ, સબકે મનમેં વાસ.
જ્યાંહાં ઉઠોં મન એકતા, તામેં ધુનિ સ્વરૂપ;
ચમત્કાર પદકે બિશે, કહે કવિયનકે ભૂપ.
ધુનિ, ધુન, ધમ, ધ્યાન, ધગ; પંચ પ્રકાર પ્રવેશ;
ઉમા શંભુ હરિ રાધિકા, હોવત જ્યાંહુ સુરેશ.
લચ્છન, અચ્છન, દચ્છન તીનો, પૂર્વ કવિતા દેખ;
લક્ષણુ બિન નહિ લેખીએ, રાધેકૃષ્ણુ બિશેખ.
લચ્છન વિવિધ ભાતિમેં, જાતિ જ[illegible]ર;
રાધા, રાધે કૃષ્ણુ હરિ, ઉદય જોગ [illegible]ાર.
જ્યાંહાં કવિતા મહિ એકરસ, ત[illegible] બખાન;
અલંકાર આકારમાં, કરીયોં પદ [illegible]ાન.

---

(૬) કવિતામાં ચાર પ્રકારના અર્થ સમાએલા હોય છે. તે વિષે ઉપરોક્ત કવિતામાં સ્ફુટ કર્યું છે. તે ચાર અર્થના પ્રકાર. (૧) વ્યંગ. (૨) ધુનિ. (૩) લક્ષણુા. (૪) વૃત્તિ. ધુનિમાં પાંચ પ્રકાર છે. (૧) ધુનિઃ—ચિત્તની સરળતા કરીને ઈંદ્રિયો અંકુશમાં રાખીને જે ઇશ્વર સંબંધી જ્ઞાન કરવામાં આવે તેને ધુનિ કહે છે. (૨) ધુન—ચિત્તની ચંચળતામાં વાજિત્રસહ જે ગાન થાય છે તે. (૩) ધમ—નાટારંભ ગણાય છે. (૪) ધ્યાન—સમાધિ કહેવાય છે; અને (૫) ધમ-જે સમાધિમાં આ સ્થુલ દેહને કોઇ પણ પ્રકારનું ભાન રહેતું નથી તે. આ પ્રમાણે ધુનિનાં લક્ષણો છે. શંકર પાર્વતી કૈલાસ વિષે, હરિ રાધિકા ગૌલોક વિષે અને ઈંદ્ર તથા ઈંદ્રાણી દેવલોક વિષે આનંદમય ધુનિઓના ભોગો અનુભવે છે. અધુના આ જગતમાં ધુન અને ધમ એ બે ધુનિએદ્વારા લોક પ્રસન્નતાથી ફરતાં હોય તેમ દષ્ટિગોચર થાય છે.

લક્ષણુા—એટલે ભાવના. એના પ્રકાર ત્રણ છે. (૧) લચ્છન. (૨) અચ્છન. (૩) દચ્છન. (૧) લચ્છન=ટેવ, સારી યા નઠારી. કાવ્યવૃતમાં કોઇનું વર્ણન કરતાં મૂળ વસ્તુનો બીજી વસ્તુ સાથે મુકાબલો

## ભક્તિભાવ રામકૃષ્ણ મહિમા-ચિન્તામણિ.

(છપ્પા-ચો)

રામ રટોં મન માંહિ, રામકો જાપ કરી જે,
રામજી અંતર માંહિ, રામ હૃદયશું ધરી જે.
રામ નામ મહિમાય, રામજી કષ્ટ હરીં જે;
રામ એક આધાર, રામસું નાવ તરી જે.
અખુટ ખજાનો રામકો, જપ જોગ જગ જામહી;
ઉમા રામકો આશરો, સ્મરન પાવત ધામહિ.

સીતાપતિકી સાહ્ય, શરન રામકો લઈએ;
રામ અખુટ ભંડાર, રામ મહિમા ગુણ ગાઈએ.
જપે [illegible] જાપ ન માંહિ, હૃદય રામકો કહીએ;
જગ [illegible] રામ, રામહિ દિક્ષા દલઈએ.
કષ્ઠ હરન મંગલ કરન, રામ પ્રતાપ મહીમા ઘણો.
ઉમા નાથ ભજ રામકો, જગ પ્રકાશ સમજી તણો.

---

કરવામાં આવે તે લચ્છન લક્ષણા પ્રયોગ કહેવાય છે. નટવર કૃષ્ણે રતિનું સ્વરૂપ ધારણ કર્યું; તેમાં રતિના સ્વરૂપનું ધારણ કરવું એ લચ્છન લક્ષણા છે. (૨) અચ્છન લક્ષણા સ્વરૂપ. અચ્છન=છાયા, આચ્છાદન કરવું તે. આ લક્ષણામાં પૂર્વસ્વરૂપ ખુલ્લું પડતું ન હોય એટલે અર્થ ગર્ભિત રહેલો હોય, પણ મધ્યમાં અથવા અંતે અર્થનો સંકેત મળતો હોય ત્યારે તેમાં અચ્છન સ્વરૂપ લક્ષણા પ્રયોગ છે; એમ જાણવું દૃષ્ટાંત તરીકે-એક સમયે મહાદેવજી તથા પાર્વતીજી અરણ્યમા શાંતિથી બેઠાં હતાં, તેવાં શ્રીરામચંદ્રજી સીતાજીની શોધમાં મહાદેવજીના આશ્રમ નજીક થઇને જતા હતા, તે વખતે મહાદેવજીએ રામચંદ્રજીને હે પરિબ્રહ્મ નારાયણ એમ કહી નમસ્કાર કર્યા; જેથી પાર્વતીજી વિસ્મય પામી મહાદેવજી પ્રત્યે પ્રશ્ન કર્યો કે આ દશરથ રાજાના પુત્ર રામચંદ્રજીને આપે પરિબ્રહ્મ નારાયણ કેમ કહ્યા. શ્રી મહાદેવજીએ પ્રત્યુત્તર આપ્યો કે એ તો વિષ્ણુ પરમાત્મા છે, આથી તેમની પરીક્ષા કરવા પાર્વતીજીએ મહાદેવજી પાસેથી આજ્ઞા માગી સીતાજીનું રૂપ ધારણ કરી શ્રી રામચંદ્રજી કને ગયાં. જેમને દેખતાંજ

રામ નામ પ્રભાવ, રામજી દર્શન દીજે;
રામ ગુણકો સ્થંભ, સાહ્ય રામજી કીજે.
રામ દયાલુ જાપ, રામહિ શરન મન લીજે;
કૃપા સિંધુ હરિ રામ, રામહિ અમૃત પીજે.
પુરન બ્રહ્મ સ્વરૂપ હરિ, નિર્ગુણ રામ પ્રતાપહી;
ઉમા સાહ્ય મોહિ રામ, રહિ હૃદય પ્રભુ આપહી.

રામજી પોષણ હાર, રામહિ સુખ દુઃખ સહેવો;
સબકો દાતા રામ, રામ ભરોસો લેવો.
રાજા જગ એક રામ, રામજી મહિમા કહેવો;
ધર્મ ધુરંધર રામ, રામધુન દિલ બહેવો.
જગ સચરાચર સ્વામિ પ્રભુ, રહિ ભરોસો રામકો;
છુટત મોહ જંજાલ, ઉમા વિશ્વાસ હરિ નામકો.

(દોહા)

રામહિ લક્ષ્મણ જાનકિ, જગત્ કર્યો કલ્યાણ;
દાસ ઉમા શરણે પ્રભુ, મોહ જાળ નિર્વાણ.

---

રામચંદ્રજીએ માતા કહી નમસ્કાર કર્યા.—આમાં પાર્વતીજીએ મૂળ સ્વરૂપ પલટી નવીન સ્વરૂપ કારણવશાત્ ધારણ કર્યું. એ અચ્છન લક્ષણા પ્રયોગ થયો. (૩) દચ્છન લક્ષણા સ્વરૂપ—કાંઇ જોઇને કરવાનું જે કારણ ઉત્પન્ન થાય છે તે દચ્છન લક્ષણા સ્વરૂપ છે દષ્ટાંત તરીકે—એક રાજા પોતાના ચમ્મર, છત્રી, હસ્તી વગેરે રાજ્યચિહ્નો રાખે છે. તેને કવિઓ પ્રથમ જોએલા અથવા તેવા સાભળેલા નૃપતિઓ જે થઇ ગયા તેમની ઉપમા આપે છે; જેમકે આ રાજા ઇંદ્ર સમ છે. આમાં ઇન્દ્ર સમ ઉપમા આપી તે દચ્છન લક્ષણા સ્વરૂપ પ્રયોગ છે:

વૃત્તિ સ્વરૂપ.—કોઇ પણ કવિતામાં વાર્તાનું સ્વરૂપ એકાએક તૂટતું ન હોય; અને છંદ મેળ પ્રબંધ રચના હોય તે વૃત્તિ સ્વરૂપનું લક્ષણ છે. દષ્ટાંત તરીકે નળ દમયંતીનું આખું આખ્યાન વૃત્તિ સ્વરૂપે છે. એવી વૃત્તિઓ અનેક પ્રકારની હોય છે.

સીતાપતિ ઉર રાખોં, જપ્યો જાપ સુખકારી;
રમાપતિકીહું સાહ્ય, શરન લહો મન ધારી.
રામ નામ માતંગ, અભય ભક્તિ ચિત્ત સારી;
રામ સુ સરજનહાર, રામહિ નામ અઘ[1] જારિ.[2]
રામ જપત પ્રહ્‌લાદજી, રહ્યો નામ અવનિપરે;
અખુટ ખજાનો રામકો, ઉમા હૃદયમેં સુખ કરે.

હરિ હર નામ અપાર, હરિ રામ ગુણ ગાઇએ;
હરિ હિત સુ ચિત્ત, હરિ સ્મરણ દિલ લઇએ.
હરિ હમારે રામ, હરિ હૈયામેં રહીએ;
હરિ હિત કરનાર, શરન હરિકો સહીએ,
હરિ અખિલ બ્રહ્માંડમાં, હરિ રામ ગુણકો ગ્રહે;
ઉમા ખાસ હરિ રામકો, કરતાર હિ સરિતા[3] બહે.

( દોહા )

મેં હુ પાતક માનવી, મોહ કપટ લપટાઇ;
જગ કરતા કે આશરે, ઉદય અઘ જરિ જાઇ.

( ૭. ચો. )

રામ જગતકે ઇશ, ઓર નહિ કોઇ રાજા;
રામ સુ સરજનહાર, રામકૃપા બલ સાજા.
રામ દુવાઇ દેશ, બેશ[4] ઉચાર મન છાજા;
દેશ ધણી એક રામ, ગુણિઅન ગુણપેં ગાજયા.
રામ બીન નહિ નિપજે, ધાન્ય ધરા વૃષ્ટિ ઘણી;
રામ રામ મહિમા સખી, સચરાચર જગમેં ધણી.

સ્વામિ સરજનહાર, રામ પ્રભુ પાલન કરે;
રુદ્ર રૂપ હરિ રામ, કાલ સ્વરૂપ પ્રાણજ હરે.

---

(૧) અઘ=પાપ. (૨) જારિ=બાળી. અઘજારિ=પાપ બાળી નાંખે તેવું.
(૩) સરિતા=નદી. (૪) બેશ=ઉત્તમ, શ્રેષ્ઠ.

ઉત્પત્તિ સ્થિતિ સંહાર, રામજી રૂપ અનેક ધરે;
મહા મનોરથ રામ, જપે જાપ કારજ સરે.
નિર્ધનકો ધન રામ, નિરાધાર આધાર સ્વરૂપ;
ઉમા શરન સીયરામ, ધરી આશ મિથલેશ[૫] ભૂપ.

(દોહા)

રામ ભરોંસો રાખી મન, જપ્યો જાપ મનમાંહિ;
સરે કાજ સુખ ઉપજે, ઉમા કષ્ટ મીટિ જાહિ.

(છ. ચો.)

કૃષ્ણ ભજી ભગવાન, કૃપા કૃષ્ણ જગમાંહિ;
કૃષ્ણ ભજી ભગવાન, જગ કારણહિ તારણ કહિ.
કૃષ્ણ ભજી ભગવાન, ગોપી વલ્લભ દિલમે રહિ;
કૃષ્ણ ભજી ભગવાન, મોરહિ મન સંશય નહિ.
હરિ કૃષ્ણ કો આશરો, ગિરિબર [illegible]રકો;
ઉમા વસહિ દિલમાંહિ, ગોવરધન અઘ હારિકે.
નટવર નંદ ગોપાલ, ખેલે રાધા હરિ રસ;
નટવર નંદ ગોપાલ, ગાવહિ ગુન ઉમા જશ.
નટવર નંદ ગોપાલ, પુરન બ્રહ્મ નાથ અસ;
નટવર નંદ ગોપાલ, ગોપીજન ગિરધર વશ.
કંસ અરિ હરિ નામકો, જપે જાપ સહુ લોક;
પ્રભુ આશ વિશ્વાસમેં, નાશ રહત સબ શોક.
મથુરાપતિ રખવારોં, ગોપતિ સાહ્યં કરીજે;
નંદ હુ નટવર લારિ, ગોવરધન ઉર ધરીજે.
અરિ મર્દન હરિ નામ, ઉમા સબ કષ્ટ હરિજે;
યોગેશ્વર શ્રી નામ, ભવસાગર હિં તરીજે.
દ્વારામતિ વાસી પ્રભુ, અઘ જારિ સુખકારી ઇશ;
હરજી રહિ રખવાર, કૃષ્ણ શરન આઇહિં હુમ.

(૫) મિથલેશ=રામચંદ્રજી. (મિથિલા=જાનકી+ઇશ=ધણી) જાનકીપતિ=રામ.

ગોપાલ રખવારી, યાદવપતિ ઉરમેં રહો;
વાસુદેવ ભગવાન, કૃષ્ણ કૃષ્ણ મન કહો.
ગોપીવલ્લભ નામ, જપે જાપ સંકટ જહો;
લાલ લાલજી આશ, ભક્તિ રસમેં ચિત્ત બહો.
નંદ ગૃહે આનંદ કીયો, કાન કુંવર હરિ નામ તબ;
મોરારિ[1] લક્ષ્મીપતિ, ઉમા કષ્ટિ જાવત સબ..
કેશવ ગુણ અપાર, ગોવિંદ ગરૂડધ્વજ;[2]
શ્રીપતિ કરહિ સાહ્ય, ઉદય દિલમેં હરિ ભજ.
મુકુંદ મોરલી બાલ, કૃષ્ણ ભજે પાતક તજ;
જસોદા નંદ ગુલાલ, ઉમા ચઢી હરિ ચર્ણ રજ.
વારાહ નૃસિંહ રૂપ લિયો, ભકત સાહ્ય રખવારિ હરી;
કીને ભક્તિઅધ જાઇ, કૃષ્ણ પ્રભુ હરિ દિલ ધરી.

## નવ ગ્રહ વિષે.

( છ. ચો. )

પ્રથમ શનિશ્ચર નામ, રવિ રહો સુખ ધામે;
ચંદ્ર કરહુ કલ્યાન, મંગલ મહિ ધન જામે.
બુધ બડો બલવંત, ઉમા ગુરૂ જય પામે;
શુક્ર શું શોભાવંત, સંકટ તેહિ જગ વામે.
રાહુ કેત રખવારિ કરે, નવે ગ્રહ નિર્મલ સબ;
સચરાચર સૌ દેશમેં, ઇશ બિન નાહિ કછી બગ.[1]

## સત્યાભાસ.

પ્રગટિ બ્રહ્મ પ્રતાપ, ઉપજી ઉર આનંદ અતિ;
નિર્ગુણ એક નિરંજન, પાઇ ઉમા શુભ મતિ.

---

(૧) મોરારિ=પરમાત્મા. (મૂર નામના રાક્ષસના અરિ=શત્રુ, શ્રી પરમાત્મા). (૨) ગરૂડધ્વજ=ગરૂડ ઉપર સ્વારી કરી છે જેણે તે, અથવા જેની ધ્વજા ગરૂડથી દેદીપ્યમાન થઇ રહી છે; એવા પરમાત્મા.

(૧) બગ=આધાર.

સચરા ચર રહે એક, ચારૂ જીવમેં[1] યહ રતિ;[2]
અહં બ્રહ્મ મહિ ખેલ, બીના બ્રહ્મ નાંહિ ગતિ.
ઉદય બ્રહ્મ સ્વરૂપ, જગ રૂપ એક લીલા રહી;
રૂપ નહિ રાશિ નહિ, નિરાકાર આકાર હિ.

## ( ઇશ્વર સ્તુતિ સવૈયા ત્રેવીસો )

રામહિ સાહ્ય કરો મોરિ આયકે, દેહિ જગ કષ્ટ પાવત[3] ભારી;
તે મતિમંદ જો મૂઢ અઘા તહિ, તાહિકો દૂર કરીજે ખરારિ.[4]
પામર પ્રાણિ અપાર હે પાપમેં, હસ્તી[5] ઉગારકે ગુણિકા[6] તારી;
ભકતો સાહ્ય સદા તુમ કામહિ, હે પ્રભુ નાથ તોં, દુઃખવિહારી.

**कवित कदम्ब द्वितीय प्रवाह समाप्त. श्रीजय राम राम.**

---

(૧) ચારુજીવ–ચાર પ્રકારના જીવ. જેવા કે (૧) જરાયુજ, (૨) ઉદ્ભિજ્જ, (૩) સ્વેદજ, (૪) ઇંડજ.

(૨) રતિ–તેજ, શક્તિ. (૩) પાવત–પામવું, મેળવવું, પામે છે.

(૪) ખરારિ=ખરદુષણ નામના રાક્ષસને મારનાર તે ભગવાન.

(૫) ગજેન્દ્ર તાર્યો–તેનું વૃતાંત નીચે પ્રમાણે છે. પરમ કૃપાળુ પરમાત્માએ પોતાના ભકતોને આ દુઃખમય સંસારમાંથી તારીને પાર ઉતારેલા છે. તે ગજેન્દ્રના દ્દષ્ટાંતથી વિદિત થાય છે. એક વખત ગજરાજ હાથી સમુદ્રમાં કોઇ એક ક્રુર પ્રાણીથી સપડાતાં તત્સમયે હસ્તીએ એકાગ્ર ચિત્તે પરમાત્માનું સ્મરણ કરતાંજ દયાસિંધુ પ્રભુએ હસ્તીની સુંઢ ગ્રહી સમુદ્રમાંથી પાર ઉતારી મોક્ષ આપ્યો; તેથી અત્રસ્થાને હસ્તીનું દ્દષ્ટાંત લીધું છે.

(૫) ઇંદ્રસભામાં નૃત્ય કરનારી ચંદ્રવેતી અપ્સરાએ ઇન્દ્રની વિહાર સમયે અવજ્ઞા કરવાથી તેને મૃત્યુલોકમાં જન્મ લેવાનો સમય આવતાં, તે સતનુ નામના શુદ્રને ઘેર પુત્રી તરીકે અવતરી. થોડો સમય વ્યતીત થતાંજ તે પુત્રીને પોતાના પિતાના મૃત્યુનો પિડાકારી ફટકો લાગ્યો: આથી બાલ્યાવસ્થામાં કોઇથી અપરિચિત હોવાથી તેણે ગુણિકાને ઘેર રહી પોતાનું જીવન વ્યતીત કરવાનું શરૂ કર્યું. પશ્ચાત્ એક સમયે શ્રી નારદ ઋષિનો તેને સમાગમ થતાં, તેમણે તેને મોક્ષનો માર્ગ દર્શાવતાંજ, તેણે અરણ્યમાં દણ્ડક મહર્ષિની સેવાર્થે પ્રયાણ કીધું; અત્ર સ્થાને મહર્ષિની દ્દઢ સેવાથી મહર્ષિનીજ સાથે તે પણ વિષ્ણુપદને પામી. આ દ્દષ્ટાંતથી ખુલ્લું પ્રદર્શિત થાય છે, કે સત્સંગતિ એજ નિર્વાણનું પ્રથમ પગથીઉ છે. કહ્યું છે કે "सत्संगतिः कथय किं न करोति पुंसाम् ।"

ऍ

# तृतीय प्रवाहारम्भः ॥

સરસ રસિક કવિતા પ્રભુ, પ્રગટયો અતિ હુલ્લાસ;
નીતિ બોધકે કારણે, અનુભવસિદ્ધ પ્રવાસ.

## ( કવિત એકત્રીસું )

### શંકર અન્યોક્તિ રાજા પ્રત્યે.

માહારાજ સ્વભાવપેં રૂચિ નહિ ગુણિજન;
ગુણહીન અનુચર કીર્તિકો ધાવત હે.
જ્યાકો તુમ ત્યાગ દેત સબ જગ ન ત્યાગેગો;
તાતે મહાદેવ સેવ દિલ બસાવત હે.
શંભુહિ તુમારે અંગ બિભુતિ લગી અપાર;
કેનુ લોક ચંદનકો ત્યાગન ચહાત હે.
ગજબાલ હુકિ ખાલ બસ્ર નિજ અંગ ધરિ;
હરિ દુકુલ બસ્રકો નાહિ તજાબત હે.
શ્વેત ધંતુર શંકર પુષ્પ તુમારે હિ પ્રિય;
મોગરો ચંબેલી આદિ સબકે ભાવતહે.
બિભવ તુમારે નાથ સ્મશાન કરે બાસ;
સુંદરી સ્વચ્છ ભૂવનકો છોડ ન ચાહત હે.
ત્રિપુરારિ ત્રિશુધારિ અજન્મા સ્વતંત્રતા;
ઉત્તમતા અપારહિ મૂઢ લોભાવત હે.
વો જગ ગુન ગ્રાહક પાવત અપાર તાતે;
મહેશ કો છાજત વો જગતમેં ન ભાવત હે.

( કોઇ એક રાજકુમારને રાજમદ થવાથી ચંદનવન અન્યોક્તિ રાજકુમાર પ્રત્યે કવિ અને ભ્રમર પ્રત્યે વન. ) ૧

રાજનંદ કીર્તિ સુની આયો દૂર દેશન તેં;
નીચ જન ખટપટિ કષ્ટ સહવાયો હે.

(૧) કોઇએક નૃપને એવો સ્વભાવ પડયો હતો કે ગુણીજન તાબે-

કહે ઉમા તાહિ દેખ મધુર મધુકે લોભ;
ચંચરિ[1] આવત આશ બિખસેં નસાયો હે.
ચંદન સુગંધ સુખ તાહિ ભયો અહિ[2] દુઃખ;
નિજ ભુવન બિચરૂં બચને કોપાયો હે.
દુરિ રહ્યા લાભ સુનિ લાભ એહિ માનતહિ;
હાનિ જીવ હોવે નાહિ શિરપાવ આયો હે.

( કોઈ એક દાંભિક સદ્‌ગુણી પ્રત્યે મિથ્યા દ્વેષ કરતો હતો; તેથી દાંભિક પ્રત્યે બકાન્યોક્તિ. )

સંગ માનસર[1] નાહિ જન્મ તામેં તમેરો;
કહત કવિ સૂનહુ સ્વચ્છ બગ ભારિ હે.
રસ નાહિ પાયો તેને ઉંચી ગ્રીવા[2] રખિ ફિરે;
લાયકાત દેખતે હિ મીન[3] ભક્ષ પ્યારે હે.
લક્ષ કરે મૃનાલકો[4] ઢંગ તાકો નાહિ તેરો;
જીવન વાહન[5] હંસ સુકીર્તિકો સારિ હે.
દમામો હિ દુષ્ટ તજ તેરો અબિબેક શઠ;
વેશ નાહિં રહેવત વૃથા દ્વેષ ધારિ હે.

---

દારોનો ત્યાગ કરી, ગુણહીન તાબેદારો રાખી વિજય મેળવવા ઇચ્છ્યું. રાજાની આવી પદ્ધતિ જોઇ મહાદેવની અન્યોક્તિ કરી છે, કે હે શંભો! તમે જે વસ્તુઓથી ( પદાર્થોથી ) અંગ વિભૂષીત કરો છો, તે વસ્તુઓને જગત્ ગ્રહણ કરશે નહિ; કારણકે આપ તો ત્રિપુરારિ, ત્રિશૂળધારક, અજન્મા એવા અનેકાનેક નામધારી અને સગુણાન્વિત છો. પણ આ જગત તો માત્ર ગુણગ્રાહકજ છે; જેથી આપ જે જે પદાર્થો પ્રત્યે પ્રીતિ ધરાવો છો, તે પદાર્થો અખિલ જગત્ ધારણ કરશે નહિ; કારણ કે આ જગતમાં સકલ મનુષ્યો રસિક હોવાથી આપના જેવી વૃત્તિ થઇ શકશે નહિ. (આ પ્રમાણે અન્યોક્તિ સમજતાં સંપૂર્ણ અર્થ સ્ફુટ થશે.)

(૧) ચંચરિ–ભમરો. (૨) અહિ–સાપ.

(૧) માનસર=ઉત્તમ સરોવર. (૨) ગ્રીવા=ડોક. (૩) મીન=માછલું. (૪) મૃણાલ=હંસ. (૫) જીવન–વાહન=બ્રહ્માનું વાહન.

( મૂર્ખને આદર થતો જોઈ મૂર્ખ પ્રત્યે કાકાન્યોક્તિ[૬] )

સુનહુ અયોગ્ય જન સમય બલ પાવત;
બાયસ[૭] બિચારોં મન શ્રાદ્ધ ઉજેર્યો[૮] હે.
અનુપન વ્યંજન રસ[૯] ખાનપાન સ્વાદ દેત;
પ્રમોદ સુખ આદર સજ્જનકો પેર્યો[૧૦] હે.
ગતહિ શ્રાદ્ધ પક્ષ ફિર અભક્ષ[૧૧] પાવત;
જાતિ તું તેરી સમુઝ મૂઢ મન હેર્યો હે.
ગતહિ શ્રાદ્ધ પક્ષ ફિર અભક્ષ પાવત;
જાતિ ત્યું તેરિ સમુઝ કાક કૃત્ય તેરો હે.

( કોઈ એક સ્થળે સજ્જન પુરૂષ સારા હોદ્દાપર હતો, પણ તેને હલકો ધંધો કરતો જોઈ હંસ અન્યોક્તિ સજ્જન પ્રત્યે. )

ઈન્સાફિ રાજ્ય રહેવે અવસ્થા ગાળી પહેલે;
છેલ્લે તુચ્છ કાજ આજ યામેંહિ રહત હે,
શું સુવાસ સરસ પંકજ[૧૨] કી ભાતિ[૧૩] દેખ;
માનસૅર નાહિ યહ માદલ[૧૪] કહત હે.
તાલ[૧૫] પુરન બિસેક કિંચ[૧૬] રહેવે અનેક;
છેક બસવો અવંત[૧૭] મેરો ત્યું દહત હે.
વો સ્થળ મેડક[૧૮] ભર્યો યામેં નિવાસ તેરો;
કયું દિન જાવત હંસ સંકટ સહત હે.

---

(૬) કાક=કાગડો ( काक સં +अन्योक्ति:काकान्योक्ति ) (૭) બાયસ કાગડો. સં. वायस. (૮) ઉજેર્યો=આવ્યું. (૯) વ્યંજન રસ=રસયુક્ત ભોજન. (૧૦) પેર્યો હે=ગમ્યો છે. (૧૧) અભક્ષ=નહિ ખાવા લાયક. (૧૨) પંકજ=કમળ. (૧૩) ભાતિ=પંક્તિ. (૧૪) માદલ=નાનું ખાબોચીઉં. (૧૫) તાલ=તલાવ. (૧૬) કિંચ=કાદવ. (૧૭) અવંત=મિત્ર.

(૧૮) મેડક=દેડકુ. ટીપ-ઉપરોક્ત અન્યોક્તિ સજ્જન પુરૂષની ન્યાયી રાજ્યમાં આદિ સ્થિતિ ઉચ્ચતર હતી; તેમાંથી દૈવવશાત્ અન્ય સ્થળે હલકી પાયરીએ જોઇ તેને હંસની ઉત્પ્રેક્ષા કરી કહ્યું છે કે; હે હંસ ! તું માનસરોવરની આનંદપ્રદ સુખલહરીઓ અનુભવતો તે અધુના આ પંક યુક્ત કયારામાં તારા દિન કેવી રીતે વ્યતીત કરીશ ?

( પતંગીઆ અન્યોક્તિ નીચજન પ્રત્યે )

ખદ્યોત[1] ચમકે દિશ અદૃશ્ય અરૂણુ[2] ઇશ;
રૈન માંહિ પંક[3] તિસ[4] સઘન[5] તમ[6] છાયો હે.
ગુણુ એહિ ભાતિ સબ પેખવે મેં અબ નાહિ;
ક્ષુદ્રક સામર્થ્યે અતિ દેખવમેં આયો હે.
ઉદય મહિ મંડલ પતંગ[7] પ્રકાશ કરે;
પોચત પ્રકાશનાં ઉજીઆરો પાયો હે.
દિવ્યમાન કવિ કહે અર્ક[8] આભાસ સબહિ:
નાહિ પ્રકાશ જબહિ ઉજીતો ન પાયોહે.

---

કોઇ એક ઠેકાણે નીચ જનની વૃદ્ધિ થવાથી સજ્જનને સારી પદવીથી દુર કરેલા જોઇ શંખ અન્યોક્તિ સમુદ્ર પ્રત્યે રાજા )

રાજનકો નીચ સંગ કિનો ભંગ ગુણીજન;[9]
અધિકાર લેવે ફિર દૂર તાકો કિનો હે.[10]
સુજન અપાર જશ ગાવે સબહિ ઉદય;

---

(૧) ખદ્યોત=આકાશમાં ચળકતું પતંગીઉં. (૨) અરૂણઇશ=સૂર્ય. અરૂણ–સૂર્યનો સારથી. (૩) પંક=ચંદ્રમા. (૪) તિસ=તે ઠેકાણે. (૫) સઘન=આકાશ. (૬) તમ=અંધકાર. (૭) પતંગ=સૂર્ય. (૮) અર્ક=સૂર્ય.

ટીપ—હે પતંગીઆઓ તમે અંધકાર સમયે આકાશમાં પ્રકાશિત થઇ રહ્યાં છો; કિન્તુ તમે તે પ્રમાણે દીર્ઘ સમય સુધી પ્રકાશિત રહી શકો તેમ નથી; કેમકે જ્યારે સૂર્યોદય થશે, ત્યારે તમારી પ્રબળતા નષ્ટ થશે; તો જ્યાં સુધી તમારા પ્રકાશનો નાશ કરનાર સૂર્ય પ્રકાશિત ન થાય ત્યાં સુધી તમે આ અંધકારમાં તમારો ચળકાટ પ્રદર્શિત કરી તમારી મહત્તા ભલે દર્શાવો ! આમ ક્ષુદ્રને પતંગીઆની ઉત્પ્રેક્ષા અને સજ્જનને સૂર્યની ઉત્પ્રેક્ષા કરી છે.

(૯) ભંગ ગુણીજન=ગુણવાન પુરૂષોનો તિરસ્કાર. (૧૦) દૂર તાકો કિનો હે=દૂર કરી નાંખ્યા છે; કાઢી નાખ્યા છે. (૧૧) બિન કાર્યં=કારણ

તજ્યો બિન કાર્ય[11] કેસેં નષ્ટતાઈ[12] દિનો હે.
સિંધુ ચપળ તરંગ[13] તાસેં દૂર ડારિ દિનો;[14]
કાહુ કાર્યે[15] અધ્યપિ[16] ન શંખ સિદ્ધિ લિનો હે.
દચ્છીન[17] હે વૃત્તિ[18] નાકિ સુંદિરતા કઠિનતા;
કૃષ્ણ કિરતાર પાસ આસ[19] પર મિનો હે.[20]

## (સાચી મિત્રતા બહિર્લાપિકા).

### સવૈયો ત્રેવીસો.

ગતહિ આયુષ્ય સંદેહ કોનસો, સત્યહિ મિત્રતા આપ કુલાઈ;
જાગ્રત નાહિ સબેં હિ સંસારમેં, ત્યાગત મોહ મલિન ભુલાઈ.
મેરે તો સત્ય હિ સાહ્ય સદા હરિ, મિત્રતા આપકી કેસે કહાઈ;
રૂપ સ્વરૂપે પ્રતાપહિ રામકો, ઉમા અધિકતા કોન કહાઈ.

---

વિના. (૧૨) નષ્ટતાઇ=તિરસ્કાર, અપમાન, નીચતા. (૧૩) તરંગ=મોજું. (૧૪) ડારિ દિનો=કાઢી નાખ્યો. (૧૫) કાહુ કાર્ય=શું કારણથી. (૧૬) અધપિ=આજસુધી. (૧૭) દચ્છીન=દક્ષિણ તરફ. (૧૮) વૃત્તિ=વલણ; વળવાપણું. (૧૯) આસ=નિશાનિ, ચિન્હ, આસન. (૨૦) પર મિનો હે= પ્રમાણયુક્ત ધારણ કરેલો છે, પ્રમાણથી ધારણ કર્યો છે.

ભાવાર્થ—આ કવિતામાં રાજાની ઉદધિ સાથે અને સજ્જનોની દક્ષિણવૃત શંખ સાથે અન્યોક્તિ છે; એટલે નૃપતિ જળનિધિ માફક ઉછાળો મારી વિદ્વાન પુરૂષોનો ત્યાગ કરે છે; જેમ મહાસાગર, કૃષ્ણ પરમાત્મા સમીપ આસન પ્રાપ્ત કરનાર ઉચ્ચતમ શંખને તેના ગુણથી અજ્ઞાત હોવાથી પદોન્મતપણે ઉછાળામાં કાઢી નાખે છે તેમ. કિન્તુ જળનિધિ તેમજ નૃપતિ જાણતા નથી; કે આવા ઉચ્ચગુણયુક્ત પદાર્થોને ગ્રહણ કરનાર કૃષ્ણ પરમાત્માના જેવા ગુણોથી અલંકૃત સુજ્ઞ પુરૂષો છે.

# ગુણુ દોષ વર્ણુનઃ

## નિંદા કરનાર વિષે.

( છ. ચે. )

નથી નિજનું કામ, અવરની વાતો કરવી;
નથી નિજનું કામ, પરવાતો કાને ધરવી.
નથી નિજનું કામ, મોટાની પાસે નિંદા;
નથી નિજનું કામ, સજ્જનમાં ખોટી વિદ્યા.
ઉમા વૃત રાખી રહો, આપ કાર્યે સુખ માનીએ;
હાનિ લાભ સૌ જગતમાં, ફોકટ ફંદ ફસાવીએ.

( સમય આવે પરમેશ્વરને યાદ કરો. )

સમજો શાણા આપ, બાપનું નથી બગડતું;
સમજો શાણા આપ, તેહિ ખર[1] નથી તગડવું.
સમજો શાણા આપ, આભને નથી ઓલંઘવું;
સમજો શાણા આપ, અપ યશનું માંથે લગડું.[2]
સમય આવ્યો નહિ મળે, ઝેર વેરમાં નહિ પડો;
ઉમા સુખથી આચરે, હરિ સંગે ઘાટજ ઘડો.

( આવેલો સમય ચાલ્યો જવાથી ધર્મવાન ક્ષત્રીઓને ચેતવણી. )

મળ્યો વખત વહી જાય, હોદ્દો મલીઓ સાચો;
મળ્યો વખત વહી જાય, પાચો દેહનો કાચો.
મળ્યો વખત વહી જાય, જૂઠ સાચ નહિ વાંચો;
મળ્યો વખત વહી જાય, પરમાર્થમાંહિ રાચો.
આવ્યો સમય મલશે નહિ, આંખ ઉઘાડી વિચારજો.
દેવ બ્રહ્મ ગૌ કારણે, ક્ષત્રિવટ દિલ ધારજો.

---

(૧) ખર=ગધેડો. (૨) લગડુ=છાટ અથવા ગુણુ જેવું ગધેડા ઉપર મૂકવાનું સાધન. તેને કાઠિઆવાડમાં છાટ અથવા લગડું કહે છે.

( કાને સાંભળીને નહિ કરવા વિષે. )

સુણી કાનની વાત, સાચી નહિ પણ માની;
સુણી કાનની વાત, જૂઠી ગણી પ્રમાણી.
સુણી કાનની વાત, મુંચે[1] તજી રાજધાની;
સુણી કાનની વાત, સત્ય કરે એ ઇમાની.
કાને સુણી કરવું નહિ, અનુભવથી પારખ થઇ;
ખોટી વાતના ખ્યાલમાં, અવર તણી ઇજત લઇ.

( જીવ ભર્મણામાં પડવાથી તે વિષે હૂકમની અધિનતા. )

તરૂ કરે તિરસ્કાર, માનવી નહિ બોલાવે;
પૃથ્વી કરે માકાર, દયા નહિ દિલ આવે.
પશુ પક્ષી પસ્તાય, તે સત્તા તણા અભાવે;
નામ પડે ઉઠી જાય, હાજી રાજી કહાવે.
હતો સિંહ સરદાર જીવ, કહેવાને સમરથ નહિ;
થયા અપાર ખુવાર નર કાળ ગળે ચિન્તા વહી.

( ગઈ વાત યાદ ન લાવવા વિષે.[2] )

ગઇ પૂરવની વાત, યાદ કરત પસ્તાવું;
ગઈ પૂરવની વાત, ભાગ્ય માંહિ સુખ આવું.

---

(૧) મુંચ એ માલવાધિપતિ ભોજ રાજાનો કાકો હતો. જ્યારે ભોજનો પિતા મરણ શય્યાએ સૂતો હતો; ત્યારે ભોજને તેના કાકા મુંચને રક્ષણાર્થે સોંપ્યો હતો, પરંતુ રાજ્ય લોભાકૃષ્ટ મુંચ નૃપતિ વિવેકહીન સ્વપત્નીના ભંભેરવાથી રાજ્ય પ્રાપ્ત કરવા આઠ વર્ષની લઘુ વયના સુકોમળ બાળકુમારને મારવા અરણ્યમાં મારા સાથે મોકલતાં અરણ્યમાંથી ભોજે પોતાની અનામિકા ઉપર શસ્ત્ર પ્રહાર કરી કાઢેલા રૂધિર વડે વૃક્ષ પત્ર ઉપર શ્લોક લખી મારાઓને તે મુંચને આપવા સારૂ આપ્યો, જે વાંચતાં મુંચને સંસાર ઉપરથી અસૂચિ ઉત્પન્ન થતાં રાજપાટનો પરિત્યાગ કરી વૈરાગ્ય ધારણ કર્યો.

(૨) ગત ન શોચનીય એનો ઉલ્લેખ છે.

ગઈ પૂરવની વાત, આપદ્દિ કષ્ટ નાસંત્યું;
ગઇ પૂરવની વાત, હાલ સમય જોઈ ફાંત્યું.
માટે સહનશીલ થઈ રહો, સરખા દિન[1] સહુએ ગણી;
લાભ હાનિ જશ અપ જશ હિ, માયા રચી ઇશ્વરતણી.

(વાચાળની વાતો સાંભળી ગરીબને નહિ સતાવવા વિષે.)

સુણી વાણી વિચિત્ર, ભરોસો ભૂલી કરવો;
સુણી વાણી વિચિત્ર, અમલ અંગ નહિ ધરવો.
સુણી વાણી વિચિત્ર, અપયશનો ભારો ભરવો;
સુણી વાણી વિચિત્ર, ઉઠયો કોપ તે હરવો.
નિજના સુખને કારણે, ચુગલખોર ભમતા ભલા;
શાન્તિ તણા સુખસાહેબા, ગરીબનાં કરશો નહિ ગળાં.

(જુની શરમ તોડી નાખનાર વિષે.)

ગઈ શરમ અરૂ ભેદ[2], ગઈ જુનાની જુનવટ;
ગયો નીતિ અરૂ ન્યાય, વધ્યા ખુશામતી નફ્ટ.
વધ્યો મોહ મન મેલ, બોલહિ બોલત કપટ;
રહ્યા સવાસલી સ્નેહ,[3] અસલીપણે એહિ વટ.
શાણા મનમાં સમજજો, ખરી વાત પારખ કરી;
ગુણીજન ગરીબ નવાજ, ઉભા અરજ મનમાં ધરી.

(નીતિનાશક મૂર્ખાઓ વિષે.)

ધર્મહીન નર હોય, અધર્મી અવળા ચાલે;
ધર્મહીન નર હોય, અનીતિમાં મન માલે.
ધર્મહીન નર હોય, મુખેથી મીઠું બોલે;
ધર્મહીન નર હોય, અવરનાં છીદ્રો ખોલે.

---

(૧) સદૈવ સહનશીલ થઈ પ્રાપ્ત થએલા દિન આનંદથી વ્યતીત કરવા કહ્યું છે કે, आनंदं परमं सुखम् ।

(૨) અસભેદ=એવા ભેદ. (૩) સવાસલી સ્નેહ=ખુશામતીઓ સ્નેહ.

વેર ઝેર હુપદ ઘણો, આપ ખડાઇમાં ફરે;
જેઠો જગમાં જોઇ લ્યો, ખળ બળ છળ ચતુરાઇ કરે.

( કપટી વણિક વિષે. )

કરે નંદ વિધાય, ફરે સુખ સહુ લેવા;
કરે નંદ વિધાય, પછી દુ:ખના દિ એવા.
કરે નંદ વિધાય, ગુણ અવગુણના કેવા;
કરે નંદ વિધાય, હુંપદીમાં હીંચોળા.
નંદ નામ મોટું ભલું, નંદે નંદ પ્રપંચમાં;
જેઠો જગમાં જોઇ લ્યો, વણિકપુત્રનાવંશમાં.

( ખોટા ઈન્સાફ વિષે. )

ઈન્સાફ અસમાન, ન્યાયધિશ અનીતિ ભાખે;
કરે હોશિઆરી આપ, આપથી તુરંગ[1] નાખે.
આપહિ અકલ હજાર, હુપદીમાં મન રાખે;
જગમાં સાચ ફસાય, આપહિ જમ ભય ચાખે.
નીતિ ન્યાયની વાર્તા ફોકટ દંભ દેખાડતા;
દુર્ગુણ બંધ્યો અપાર, બહુ નજરે દુ:ખ ભાળતા.

( અમલદાર વિષે. )

અમલદારનો અમલ, અપયશનો શિર ભારો;
અમલદારનો અમલ, સુકીર્તિને સારો.
અમલદારનો અમલ, જલ અંજલિ નિરધારો;
અમલદારનો અમલ, નિજ હાથે નહિ મારો.
અમલ અમલ[2] રહેવો નહિ, આ માટે સંતાપવા;
હુકમ હજારિ મરી ગયા, જશ અપજશને આપવા.

---

(૧) તુરંગ=જેલ. (૨) અમલ=अ અમલ ब અફીણ. (અફીણનો કેફ, નિશો અથવા હુકમનો અમલ, કેફ, નિશો. )

( ક્ષુદ્ર હૃદયના ચાડીઆ. )

હલકાઇ કરે હરામ, તિરસ્કારથી બોલે;
હલકાઇ કરે હરામ, નિજનું પોગળ ખોલે.
હલકાઇ કરે હરામ, સ્વાર્થ મહિ મન ડોલે;
હલકાઇ કરે હરામ, જુઓ નીચતા ગોલે.[1]
નિંદા ચાડી ચુગલી, ખુશામતમાં ખામી નહિ;
જોડા શિર જંજીર, શાન્તિ ચૂગલ પામે નહિ.

( કપટ કરવા વિષે. )

કરે કપટ ચતુરાઇ, તે નર પાછા પડીઆ;
કરે કપટ ચતુરાઇ, હોય પોતાના વડીઆ.
કરે કપટ ચતુરાઇ, હરિના ઘાટજ ઘડીઆ;
કરે કપટ ચતુરાઇ, તે ભવ કૂપે પડીઆ.
ઉમા એટલું આ સમે, સમજી શાણપણ રાખીએ;
બરોબરી આથી ઝૂઝીએ, જગમાં મોટાઈ દાખીએ.

( વ્હાલામાં વેર કરનાર વિષે )

કરી વ્હાલામાં વેર, આપ હિ ઉદર ભરંતો;
કરી વ્હાલામાં વેર, પરધન આપ હરંતો.
કરી વ્હાલામાં વેર, ઇશ્વરથી ન ડરંતો;
કરી વ્હાલામા વેર, કુલણ થઇને ફરંતો.
વ્હાલાથી વિક્ષેપ કરી, નિજના સુખને સારવા;
ઉમા રામહિ સાહ્યહિ, દંભીના દંભ ઉતારવા.

( અપમાનથી પસ્તાવા વિષે. )

( દોહા. )

માન જતાં અપમાન શું, કોણ પૂછે છે જાત;
બગલા બનીઆ હંસલા, કરે કદર સાક્ષાત.

---

(૧) ગોલે=ખવાસમાં.

નંદલાલ વિમાસીઓ, કોઈ સાંભળો શોર;
આંખો વિનાના આંધળા, લૂટે ખરે બપોર.
ચુગલખોર ચાડા કરે, મતલબ માહિ મસૂર[૨]
વાત ન કરતા વ્યાજબી, જુએ કોણ કસૂર.

( અનુભવ. )

( ગઝલ )

કથા શી કર્મની કહેવી; પડે તે પ્રીતથી સહેવી.
સદા નહિ દિન સારારે; હશે કોઇ દિન ખારારે.
પડે તેને તો વેઠી લ્યો; ગમે તેવું તો માની લ્યો.
અરે બન્ધુ! અરે ભ્રાતા !; નહિ થાઓ તમે તાતા;
લખ્યું જે હોય થાવાનું; નહિ કોઈ દિન જાવાનું.
ખરે કર્મની ગતિ ન્યારી,[૪] પડે તે માનો ને પ્યારી.
પીઓ પ્રભુ પ્રેમનો પ્યાલો; લઇ આનંદ સુખે મ્હાલો.
કરો શુભ કાર્ય પરજનનું; વધે સુખ જેથી સ્વજનનું.
નહિ મૂકવી હૈયે હિમ્મત; વખતની જાણો ખરી કિમ્મત.
કરો સ્વયંભુને[૧] વ્હાલારે; બીજાં સઘળાં છે ઠાલાંરે.
સગાં સાચાં નહિ કોઈએ; ખબર પડે જયારે દુઃખી હોઈએ.
સહાયક છે પ્રભુ પ્યારા; નહિ કો દિન ખસનારા.
હૃદય મારૂં કરે વિચાર; નિરખીને દુઃખી સંસાર.
નજર ફેંકુ હું ચોપાસે; નહિ કોઈ સુખી ભાસે.
કો જન દિલના દુખી; કો જન આબરૂ ઝાંખી.
કો જન ધનના દુખીઆ; નથી કો જન ખરે સુખીઆ.
સ્મરૂં હું પ્રભુ પ્યારાને; કરૂં પ્રણામ કૃપાળાને.
હું તો છું આપનો સેવક; મોહન નામે ખરો મોહક.

---

(૨) મસૂર=મસ્ત. (૩) તાતા=ક્રોધયુક્ત ક્રોધી. દુઃખનો સમય હોય તોપણ ક્રોધી ન થશો. એવું સૂચન કરે છે. (૪) ન્યારી=અકળિત, ન સમજાય તેવી.

## ( સવયા ત્રેવીસા બહિર્લાપિકા. )

માહાત્મું શોભત સાધન સાધહિ, નામ હરિહર દિલ બસ્યો હે;
હામ પુરે રઘુનાયક નાથજી, રામ પ્રતાપ હિ ઉર હસ્યો હે.
તત્પર લાભ સો પાવત[1] પારસ,[2] જ્યું લોહ કંચન આપે કસ્યો હે;
શ્રીપતિ ત્યુ[3] કરૂણા ભઇ હુમ પે,[4] આશ રઘુબર કાલ નસ્યો હે[5]
રટત એક જ્યું[6] પુરન બ્રહ્મ હિ, તાહિ[7] કે રૂપ સબે રખવારી;
ઘુઘર બાજત નાચત અપ્સરા, એ ગુરૂ અંગ રહો સુખકારી.
બસત અંતર માંહે સદાહિત, રીત મહિ અવિચળ સંભારી;
રસ તબે હરિકો દિલ જામત, દાસ દયા ઉર લાવત પ્યારી.
દામ તમામહિ ધામ રહો નિજ, વો[8] રસ છંદકો રંગ ચઢાઇ;
સદાઇ મોહનિ માયા રહિ એક, છુપી સબે જગ કાળ લપાઇ.
જિન્દગી સુધરી ત્યોં રઘુનાયક, સાહ્યક દાસ પરે સુખ આઇ;
વો પ્રભુતા[9] ગુરૂ આપ બિચારી કે, કર ગ્રહો યહ[10] ગ્રંથકો ધાઇ.

### ( સતિ તથા જતી કોણ ? અને તેનું અધુના શું છે ! )

જગમેં જતિ તિન હે, બજરંગ[1] હુ બાલા જતિ;[2]
કલયુગ કૃષ્ણ જતિ, જોગેશ્વર એ તે હે[3].
મહાસતી સિતા રહે, રૂક્મિણિ દુજી સતિ;
સતી શાણી દ્રૌપદિજી, અનસૂયા કહે તે હે.
સતી રતિ શંભુ પાસ, હેમવંત પુત્રી રહિ;
દમયંતી નળ નારી, સત્યમેં રહેતે હે.
મય તનયા[4] રાણીવો, ભયો રાવન જબ હિ;
તારામતી સતિ એહિ, ધર્મકો બહેતે હે.[5]

---

(૧) પાવત=પ્રાપ્ત થવું. (૨) પારસ=પારસમણી. (૩) ત્યું=તેમ. (૪) હુમપે=મારા ઉપર (૫) નસ્યો હે=નાશ પામ્યો છે (૬) જ્યું=જેમ. (૭) તાહિ=તેથી. (૮) વો=એવી. (૯) પ્રભુતા=મોટાઇ. (૧૦) યહ=આ.

આમાં ગુરૂનો સત્સંગ પારસમણિની પેઠે આ પાતકી દેહને કંચન-રૂપ બનાવે છે; એટલે જ્ઞાનથી અજ્ઞાન રૂપી તમનો નાશ કરે છે. (એવા ભાવમાં આ ઉક્તિ છે. )

એહિ જુગ સતિ દેખો, ગૃહે ગૃહ આઇ રહીં[6]
પતિકો નચાવતી હે, કર્મકો નિહારતીં હે.
મૂઢમય સ્વભાવ, શિખ બાત સુને નાં તે';
મોહ માર એ તને, પત્ની ઉર જારતિ હે.[7]
સાપ કે ડસેલે હોઇ, વો હિ તો બચેહે ખાસ;
ભોગ ડસેલે નર, દોઝકમેં[8] ડારતિ હે.
હિયાં મોહનલાલ, ઉમા શિખ રખો[9] દિલહુ;
દુષ્ટ નાર દયા હીન શાન્તિ કો[10] મારતીહે.



## કુમારશ્રી લાલસિંહજીભાઇ તરફથી સંવત ૧૯૭૨ માં નવા વર્ષના પ્રસંગે-સોનેરી શીખામણોનાં સાત કવિતો.

( ૧ )

॥ શાંતિ તેજ સર્વોત્તમ સુખ છે ॥

कवित.

શાંતિ ઓર ધીરજકો નામ ભાત ભાતનમેં
વોહિ રસ પીવેં કોઉ ધીર વીર જાનીએ ॥ ૧ ॥
યુદ્ધિષ્ઠર ક્ષમાવાન પુરાન પ્રમાન લહો
ક્ષમાકી પુત્રી શાંતિ જગજાહેર માનીએ ॥ ૨ ॥
શાંત ગુનહિ ગૌતમ ચલત ધર્મ જૈનોકો
વસિષ્ઠ મુની શાંતિ–પરમ પરમાનિએ ॥ ૩ ॥
કહે ઉમા હિયાં ઠોર કલિમેં અશાંતિ બોત
શેઠ શાહુકાર ભુલે ભેદ કહ્યા જ્ઞાનીએ ॥ ૪ ॥

( ૨ )

॥ સર્વ પ્રકારની જીજ્ઞાસા રહિત મનુષ્ય મોક્ષ મેળવે છે ॥

જીજ્ઞાસાકો નામ જપે ભુરિ ઇચ્છા ભરિ રહિ
તૃષ્ણા અપાર રહત સબ જગ હાર્યો હે ॥ ૧ ॥

દુર્યોધન વિશાળ આશા--ભારથ ભારી રચ્યો
કૃપાવંત ભયે કૃષ્ણુ મોક્ષપદ સાર્યો હે ॥ ૨ ॥
જીજ્ઞાસા છુટત જાકી અંત ભાવ પ્રગટત
પ્રવૃત્તિ ત્યાગત નર જીવ મુકત માન્યો હે ॥ ૩ ॥
કહે ઉમા મોક્ષ રહે આત્મજ્ઞાન હોત જાંહાં
મમત્વકો ત્યાગ પુનિ ધીર નર સાન્યો હે ॥ ૪ ॥

( ૩ )

**કનક કાંતા કીર્તી ત્યાગ એજ ખરો ત્યાગ છે.**

કનક ત્યાગત જતી શેશજી લક્ષ્મણુ વીર
કાન્તા ત્યાગી બજરંગી હનુમાન જતીકો ॥ ૧ ॥
કનક કાંતા કીર્તીહુ જગમેં ન ત્યાગી રહે
ઓરહુ અપાર જીવ ભમાવત મતિકો ॥ ૨ ॥
ગોરખ જતિ યોગહુ ત્યાગ વૈરાગ રહત
ઉમા કાહુ બતાવત સુન્યો ઓર સતિકો ॥ ૩ ॥
આવાગમન છુટત ધનવાન બિચારિ જો
મમત્વકી ગાંઠ બંધી એહિ જુઠ્ઠ ગતિકો ॥ ૪ ॥

( ૪ )

**સત્ય એ સદ્‌ગુણોનું લોહચુંબક છે.**

સત્ય હરિચંદ્ર રાય સત્ય સુત પાંડવોકો
સત્ય રામચંદ્ર પ્રભુ સત્ય સરસાઇએ ॥ ૧ ॥
સત્યકો પ્રભાવ નર બચનકો સત્ય હોવે
આમે અભુલ સત્યહુ સદ્‌ગુન પાઇએ ॥ ૨ ॥
સત્યહિ સ્વરૂપ ઇશ ચર્મ ચક્ષુ જોવે નાહિં
સત્ય વૃત એક લાલ સુખમેં સમાઇએ ॥ ૩ ॥
કહે ઉમા સત્ય વૃત સદા હિંયાં રહત
દયાહિન સત્ય વારે જશ કોન ગાઇએ ॥ ૪ ॥

( ૫ )

### દ્રવ્યરક્ષા કરતાં વીર્યરક્ષા શ્રેષ્ઠ છે.

ધનકિ રક્ષા કરત બહોત હિંયા દેખત
મોહુકિ મઝા મિજાજી ગાડિમેં ડોલત હે ॥ ૧ ॥
ઓર હિ અપાર ફિરેં દ્રવ્યકિ રક્ષાકે લિયે
ચેષ્ટા કરે હુનરકિ લંગોટ ખોલતહે ॥ ૨ ॥
હિયાં વેસે ગ્રાહાકોમેં અપાર દ્રગ આવત
મલપતે મોજહિમેં મુખસે બોલતહે ॥ ૩ ॥
ઉમા વીર્ય રક્ષા કિની શ્રેષ્ઠ યોગ મેને જાન્યો
દ્રવ સંચય કિનેસેં આપતિ જોડતહે ॥ ૪ ॥

( ૬ )

### શ્રીમંત મનુષ્ય કરતાં સદાચરણી મનુષ્ય ઉત્તમ છે.

શ્રીમંત પડે શોખહુ યાતેં સદાચાર ત્યાગ
હોટલકે મેજ કોપ બોત સુખકારી હે ॥ ૧ ॥
કળા કરે મર્કટકિ નાચે કુદે ખુબ ખિલે
શ્રીમંતાઇ ઠોર ઠોર લાજકિ બેમારી હે ॥ ૨ ॥
હિમતવો વાકિ ભારી જગહુ જાહેર કારી
નારી મેરી સદાચારી વેસે વફાદારિ હે ॥ ૩ ॥
ઉમા આજ કાલવોહિ મુરખકિ ચેષ્ટા વાણી
દુશ ચારિ મિલે ભારી સદાચારી જારિ હે ॥ ૪ ॥

( ૭ )

### પુત્ર શ્રવણ જેવા સદ્દગુણી થવું એ મનુષ્યોનો ધર્મ છે.

શ્રવણુ રાજન ભયો માત પિતા સેવકિની
તિરથ અપાર ફિરી બાત એહિ હોતહે ॥ ૧ ॥
અધુનાં જગત રૂઢી કહો ચલે કેસો ધર્મ
પુત્ર ભાવ રહ્યો અંબે કાંહા કોહુ જોતહે ॥ ૨ ॥
સ્વાર્થ પ્રપંચ સરસ માતપિતા સાથ વેર
આહિ નારી પ્યારિ ભારી પિતુ માત રોતહે ॥ ૩ ॥
આજ્ઞાકારિ પુત્ર લાલ એક વૃત્ત ધારિ રહો
ધર્મ બતાઇ જોવત ઉમા દુઃખ બોત હે ॥ ૪ ॥

## રાજા અને ધનવાન શ્રીમંત બહિર્લાપિકા[૧]



શ્રી[૮] મહિપાલ ગુનહુ, ગૌબ્રાહ્મણુ પ્રતિપાલ*
પર ઉપકારી આગેં, ધરે ધ્યાન દેવહુકો ॥ ૧ ॥
તિરથ તપ વૃત્તપેં, દ્રઢતા ભારિ રહત;
નતો[૧] યાતેં ઉઠાઇલે,[૦૦૦] સમુદ્ર ડારિહુકો ॥ ૨ ॥*
ગિનત સાહુકારશા, ઓરહુકો કષ્ટ હારિ;
નમન સબ ધર્મ હુ, ઉપાસે શીવહુકો ॥ ૩ ॥
લાજ મ્રજાદ સરસ, માન ઉપમાન નાહીં;
લગનિ ઉપકારી, ઉમા શીવ સેવહુકો ॥ ૪ ॥

### દોહો.

યાતેં મહિપત તુચ્છગિને, શ્રીપત ભઇ ગુન ગ્રાંમ;
ઉમા સદાસિવ સરસ્વતિ, હરહર જપિયોં નામ.

---

### દોશ વર્ણન.

મુર્ખ[૯] મહિપાલ જ્યાંહા, રહી ભૂપ મંડળમેં;
કુડ અરૂ કપટમેં, રેન દીન મચેહે ॥ ૧ ॥
ઉદારતા નાહિ લેશ, વેશ રચેં રાજનકો.
રૂપ મોહ પાસ યાતેં, યમસે ન બચે હે ॥ ૨ ॥
પ્રજા પર નયે કર, દિન પ્રતીદીન બઢે;
વિપુલામેં ધર્મ હિન, વર્ણ શંક સચે હે. ॥ ૩ ॥
કહે ઉમા ઇત એવ, શ્રિપતિ શ્રેષ્ઠ હોતં;
સચે ગુનવાનકોઉ, જીવ શિવ રચે હે. ॥ ૪ ॥

### દોહો.

ધનવાનોકે ગુન બહુ, અવગુન નિમિશ પ્રમાન;
લોલુપ લોભિ જહાં રહે, ત્યાંહાં મદ હિંસા પાન.

---

# સજ્જન ગુણ વિશેષણ અલંકાર.

## સ્વયં દસ્ય ભાવિકા પૌઢા વર્ણન.

### સવૈયા ૨૩.

નદ આનંદ[10] અપાર રહે, જાંહાં ગોકુલ કૃષ્ણ બિરાજે બિહારિ;
રોષ ભયો ઉર ગોપ સુતાતન, પ્રેમકિ પિર હરે ગિરધારિ.
તત્વકો ભેદ બતાઇ યો ઉરહુ, ગોવિંદકો મ્રખુ ભાણ નિહારિ;
મદમેં વ્યાકુલ ગોપસુતાતન, રોષ છોડાયકે પ્રેમમેં ડારિ.

### પ્રાણ પોશક દ્વિભાવ વર્ણન દોહો.

અન સમાન નહિં પુન્ય કહો, સુજ્જન સમજી શાણ;
રવિ[10] કરણ જ્યાં ઉદય તહાં, પોસત સહૂના પ્રાણ.

---

(૧) સાચું શાંતિનું સુખ મેલવવાના આહકો થોડાં છે. ખરી ઉત્તમ શાંતિનો અનુભવ ઉપર મુજબ યુધિષ્ઠર રાજા વીગેરેને થયો હતો. એવા પ્રકારની શાંતિનો અનુભવ ઉત્તમ સુખ આપનાર છે.

(૨) હાલમાં એવા જીજ્ઞાસુ મોક્ષ માટે થોડા છે. માટે વધારે પ્રવૃતિ મોક્ષની ઇચ્છા સારૂ રાખવી ઉત્તમ છે.

(૩) લક્ષ્મણ વીગેરેએ ત્રણ વસ્તુનો ત્યાગ કરેલ છે. તત્ પશ્ચાત મમતાની ગાંઠમાં બંધાએલા મનુષ્ય ખોટી ગતિને પ્રાપ્ત થયા છે. તો પછી બીજા જીવોની શું ગતિ થવાની છે. માટે ખરા ત્યાગી થવું હોય તો કનકકાંતા કીર્તિનો લોભ એનોજ ત્યાગ કરવો એજ સાચો ત્યાગ છે.

(૪) હરીચંદ્ર રાજા જેવું કોનું સત્ય છે, પાંડવોના જેવું બોલીને પાળવું કોણ કરનાર છે. શ્રીરામચંદ્રજી પ્રભુના સત્યતાના વખાણ શેશજી પોતાના હજાર મુખથી પણ કરવાને શકતીવાન નથી. અધુના એ સત્ય કયાં છે. સબબ સારા ગુણ પાળનાર થોડાજ છે; તેથી “સત્યનો જય” સદ્ગુણોને ઓળખવાની હીંમત ધરનાર એક પણ જોવામાં આવતા નથી. માટે સદ્ગુણના રક્ષણ વીના સત્યને ધારણ કરવા કોઇ શકતીવાન નથી.

(૫) ધનની તૃષ્ણા વાળા બહુ છે અને તેની રક્ષા કરવી એજ દેહા અભિમાનીઓ પોતાનું સાર્થક સમજે છે. જ્યાં ધન છે ત્યાં ઘણા આવરણો છે માટે તેનો સંગ્રહ કરવાથી બંધનનો પાસલો પોતે રચેલો

જોવામાં આવે છે ( પાસલામાં પડેલો કોઈનું રક્ષણ કરી શકે નહી ) તો પછી વીર્યનું રક્ષણ કેવી રીતે થઇ શકશે ? માટે પહેલાં વીર્યનું રક્ષણ કરવું અને તેના ઉપાયો જાણવા જોઇએ

(૬) હાલના ચાલુ જમાનામાં સુધારક શ્રીમંતો સદાચારનો નાશ કરવા સારૂ અવતરેલા જોવામાં આવે છે ચાયની હોટેલોમાં જઇ ત્યાં મેજ ઉપર ગ્લાસ મંગાવી કોણ પીતા નથી. આ રસ્તો શ્રીમંતોએ પાડેલો છે

તેઓ વાંદરા જેવી ચપળતા રાખે છે. એવા પ્રકારના મનુષ્ય સદાચારમાં ગણવા નાલાયક છે. અને એવા શ્રીમંતો સદાચારનાં મુળો બાળતા ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે.

(૭) પવનના બધા ગુણ ધારણ કરવા હાલ કોઈ શકિતવાન નથી. પણ માત્ર નિસ્વાર્થ પણે પ્રેમાલ ભક્તિથી માતપિતાની એક આજ્ઞાજ પાળવા કોણ હીમત ધરનાર છે; અને તે એકજ વાત યાદ રાખવાથી પવનના સમગ્ર ગુણો ધારણ કરવાની કુંચી હાથ લાગવા જેવું જાણવું.

(૮) રાજાઓના સારા ગુણો ઉપરના કવિતમાં કહ્યા છે. એમાંના ગુણ રાજામાં ન હોય તો તેવા રાજાને સમુદ્રમાં પધરાવવો જોઇએ.

શ્રીમંતાઈ દેખાડનારા ધનવાનના ગુણ કહ્યા છે તે ગુણમાં લાયકની મોટાઈ વર્ણન કરવા જેવી છે. માટે શાહુકાર વધેલા જોઇ રાજાને તુચ્છ ગણવા હાલ જમાનો છે, તે માત્ર શાહુકારોની દ્રઢ ઉપાસનાની ક્રિયા જોવામાં આવે છે.

(૯) જીવને શિવ બનાવવાના ઉપાયો કોઇ કોઇ રાજા કરે છે, પણ ઘણા ભાગે ક્રુર હૃદયના રાજકર્તા આ પૃથ્વીને વર્ણસંકર બનાવવાનું કામ માથે લઇ બેઠા છે.

ધનવાનના ગુણ ઠીક પણ થોડા અવગુણમાં પ્રવેશેલા જોવાથી અને ત્યાં માનસિક જીવ હિંસા થતી હોવાથી તેઓએ મોહ રૂપી મદનો પ્યાલો પીધો છે. એજ યમપુરીનો વાસ ખરો છે. તેઓ લોભ લાલચના ગુલામ છે.

(૧૦) ગોકુળમાં કૃષ્ણ ભગવાન બીરાજે છે એ વખત પ્રેમ રસ વિષે મગ્ન એવો જે તત્વ પદાર્થનો ભેદ રાધાજી વિષે ધટીત થયો એજ પ્રૌઢા સ્વભાવ ભાવિકા કહેવાય છે. જયાં સુર્ય કિરણ ફેલાયાં છે ત્યાં દરેક પ્રાણી જનનું પોષણ થાય છે. જેનું અન્ન છે. તેને મહત્ પુન્ય કહ્યું છે. એમ ડાહ્યા મનુષ્યનું ખરૂં માનવું છે.

### ઢંઢાવ દેશના આરણ્યમાં માહાદેવના શિવાલયો વિશે સ્થાન વર્ણન.

દોહા.

૧૧ યોગા આશ્રમ રચિ સરસ, સર્વ સમુહ ઉપકાર;
ઉમા મહેશ પુજત જાંહા, સુલભ તરિ સંસાર.
સદા શિવ ગુરૂ સરસ્વતિ, હરનિશ જપિએ નામ;
ભોરેશ્વર માહાદેવ ત્યાં, સુખ શાંતીકો ધામ.
મચ્છેશ્વર શંકર બસે, અખંડ યોગી અબધુત;
મંગલ મુરતિ મહંત, સંત ઉમા ધ્યાંન શિવ સુત.

### વેહેવારમાં ચાલતા ખોટા આડંબર વિશે ગીત. વર્ણ. ૩૧/૬૩—૩૨/૬૪

૧૨ કોટ પટલુન પહેર, બુટ અરૂ સ્ટાકિન, ટોપી શીર બાબરિ વોચ;
લટકાવેગો ગંગા સિગરેટ, પાન, ચસ નોટ ગો ઉચાર, કડ કડાટ.
ચલત, સોટી હાથ સટકાવેગો, સ્ટિમરપર સ્વારિમેં બિલાયત જાવત
બાંચત ન્યુસપેપર, સ્વધર્મ ડુબાવેગો, રકાબિમે રખે ચાય, ખુમચા;
પર ધરે પ્યાલા ચમચા સુકાટે, ડબલ રોટી, જોસસે ઉડાવેગો.
બોટલ વૈન શોખ સોડા ફિર લિમલેટ, રેલવેકિ મુસાફરિ;
અધર્મ ચલાવેગો, ઉમા કહત મુરખો, આયુષ્ય વેસે ખોવત;
સ્વ ધર્મ ત્યાગિ નર સબે, કાળ ગુમાવેગો.

દોહો.

૧૩ નાચ રંગ પુનિ સેંટ, સુગંધ કેષ કરત બહુ સાફ;
વર્ણશંકર ગુન બધિ ગયા, કોન કરાવત માફ.
શેઠ પેટકે પ્રપંચમેં, સ્વારથ સાધત ખુબ;
બોલી ફરતા નિરખીયા, કોણુ સાંભળે બુંબ.
રાજા સાહેબ જનમિયા, ખોવા બેઠા ગામ;
જાત ભાત નવ ઓળખે, બોળે બાપનું નામ.
નાટક ચેટક બહુ રમે, ટેનિસ ખેલત ખંત;
સુબોધ કાને નવ સુને, આવ્યો તેહનો અંત.
કીર્તિ માંટે બાહાવરા, હિંસા જીવ અપાર;
હાજી રાજી બહુ ગમે, ઈર્ષા લગિ એક તાર.

---

શ્રી રામ રામ રામ રામ રામ શ્રી.

## રાજાને

—∾.

રાજા દાનેશ્વર કર્ણ રાજ
ગુનિ સત્કારી ભોજ વિ
નિષ્ટે નલ રાજકષ્ટ સહ
યુધિષ્ટર આદિ નૃપ શાનિ
પૃથૂરાજ પિછે ઓર મા
નિતિદિન ભુપ મિલિ િ
કહે ઉમા કલિકાલ કવિ
કાન સૂનિ નહિં યાતેં સુખ કા

## ત્રિયા રાજ્ય લોભીને ચે

ભામની ભિખારી બુદ્ધિ મલિન મ
યાતેં બચે વિર નર દેખત લુગાઇ
કાહુ બચન લોભાઈ કોઉ રૂપકો િ
કોઈ અંતર સામાઈ અનેક ઉપાયકે
રંગે રાતિ રહે માતિ રીસાતિ ભારી
કામ, ક્રોધ, લોભ યામે રહેતિ રચાઇકે
ઉમા જીવ રામ જગ જાહેરમેં•એતનો,
નારીકે ભરોસે મત ભુલિ ઠગાઇકો.